# ગુજરાતના ઈતિહાસની

# પ્રશ્નોત્તરમાળા.

## ( ધોરણ ૪ થા માટે )


રચી, છપાવી પ્રસિદ્ધ કર્યો -

**ગુલાબભાઈ કસનજી દેસાઈ.**

હેડમાસ્તર રેલ્વે સ્કૂલ. ઉધના સ્ટેશન

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે.





છાપનાર—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.

ધી "અનાવિલબંધુ" પ્રીન્ટીંગ પ્રેસ. બરાનપુરી ભાગળ—સુરત.

પ્રત ૧૦૦૦. સંવત્ ૧૯૮૧. આવૃત્તિ ૧ લી.


કિંમત ૩ આના.

# ગુજરાતના ઇતિહાસની પ્રશ્નોત્તરમાળા.

---

પ્ર. ૧. ગુજરાતમાં જુનામાં જુની રાજધાની કઇ હતી ?

ઊ. વલભીપુર.

પ્ર. ૨. વલભીપૂર કયાં હતુ ?

ઊ. એ શહેરનું ખંડેર ભાવનગર પાસે વળા ગામની નજીકમાં છે.

પ્ર. ૩. વલભીપૂરની પછી ગુજરાતની ગાદી કયાં થઇ ?

ઊ. પંચાસર નગરમાં થઇ.

પ્ર. ૪. વલભીપૂરની ગાદીએ કેટલા રાજા થઇ ગયા ?

ઊ. ૧૮ રાજા થઇ ગયા છે.

પ્ર. ૫. વલભીપુરની ગાદીએ જે રાજા થઇ ગયા તેમાંના છેલ્લા રાજા શા નામે ઓળખાય છે ?

ઊ. છેલ્લા પાંચ રાજા શિલાદિત્યના નામથી ઓળખાય છે.

પ્ર. ૬. પંચાસર નગર કયાં આવ્યું ?

ઊ. ઝાલાવાડાની ઉત્તરે કચ્છના રણની પાસે છે.

પ્ર. ૭. પંચાસરના રાજા શા નામે ઓળખાય છે ?

ઊ. ચાવડા રાજાના નામથી ઓળખાય છે.

પ્ર. ૮. પંચાસર નગરમાં કયો રાજા રાજ્ય કરતો હતો ?

ઊ. ઇ. સ. ૬૯૬ માં જયશીખર નામે રાજા રાજ્ય કરતો હતો.

પ્ર. ૯. જયશીખરને કોની સાથે લડાઇ થઇ ?
ઉ. કનોજ દેશના કલ્યાણી નગરીના રાજા ભૂવડ જોડે લડાઇ થઇ.

પ્ર. ૧૦. જયશીખરને ભૂવડ જોડે શા માટે લડાઇ થઇ ?
ઉ. જયશીખરની કીર્તિ અને ગુજરાતની આબાદીની વાત શંકર નામના બારોટના મોઢેથી સાંભળી ભૂવડનું મન ગુજરાત જીતવાને થયું તે કારણથી લડાઇ થઇ.

પ્ર. ૧૧. ભૂવડે પ્રથમ ગુજરાત જીતવાને કોને મોકલ્યો અને તેમાં તેનું શું થયું ?
ઉ. અના મીર નામે સેનાપતિને મોકલ્યો પણ જયશીખરનો સેનાપતિ અને સાળો સુરપાળ મીર સામે લડ્યો અને તેને હરાવ્યો ને પાછો કાઢ્યો.

પ્ર. ૧૨. મીર લડાઇમાં હારીને આવ્યા પછી ભૂવડે શું કર્યું ?
ઉ. ભૂવડ પંડે ફોજ લઇ ગુજરાત જીતવાને આવ્યો.

પ્ર. ૧૩. ભૂવડ ગુજરાત જીતવા આવ્યો તેમાં પરીણામ શું આવ્યું ?
ઉ. ભૂવડે આવી પંચાસરને ઘેરો ઘાલ્યો એ ઘેરો બાવન દીવસ સુધી ચાલ્યો અને આખરે જયશીખર લડતાં મરણ પામ્યો ને તેનું રાજ ભૂવડને હાથ આવ્યું ?

પ્ર. ૧૪. ભૂવડે ગુજરાત જીત્યા પછી શું કર્યું ?
ઉ. કચ્છ અને સોરઠના રાજાને તાબે કર્યા તેમાં બીજા નાના રાજા પાસેથી ખંડણી લેવાનું નક્કી કરી પોતાના વતીનો એક સુબેદાર મૂકી ભૂવડ પાછો દેશ ગયો.

પ્ર. ૧૫. ભૂવડે પંચાસરને ઘેર્યું ત્યારે જયશીખરે શું કર્યું ?

ઊ. જયશીખરે વિચાર્યું કે હું હારીશ તથી રાણી રૂપસુંદરી એ જીવ વાળી હતી તેને તેના ભાઇ સુરપાળ જોડે જંગલમાં મોકલી દીધી.

પ્ર. ૧૬. રૂપસુંદરીને જયશીખરે જંગલમાં શા માટે મોકલી દીધી?

ઊ. એવા વિચારથી મોકલી કે જો કદાચ રાણીને પુત્ર થાય તો ભવીષ્યમાં મારૂં વેર લઇ ભૂવડને હરાવે.

પ્ર. ૧૭. રૂપસુંદરીનું જંગલમાં શું થયું ?

ઊ. ત્યાં જંગલમાં કોઇ ભલી ભીલડીએ રક્ષણ કર્યું અને જંગલમાં છોકરો સાંપડયો.

પ્ર. ૧૮. રૂપસુંદરીના છોકરાનું નામ શું પાડયું અને તે શા કારણથી?

ઊ. કુંવરનો જન્મ વનમાં થયો માટે વનરાજ પાડયું.

પ્ર. ૧૯. વનરાજ નામ કોણે પાડયું?

ઊ. શીલગુણસુરી નામે જતિ હતો તેણે પાડયું.

પ્ર. ૨૦. વનરાજ મોટો થયો ત્યારે તે શું કરવા લાગ્યો ?

ઊ. એના મામા સુરપાળ જોડે લડાઇનું કામ શીખવા લાગ્યો.

પ્ર. ૨૧. શ્રીદેવી કોણ હતી.

ઊ. એ વાણીયણ હતી. એણે વનરાજની સારી પરોણાચાકરી કરી હતી માટે વનરાજે ગાદીએ બેસતી વખતે એની પાસે તીલક કરાવ્યું હતું.

પ્ર. ૨૨. ચાંપો કોણ હતો?

ઊ. એ વાણીઓ હતો. એ જંગલમાં વનરાજનો કારભારી હતો. એના નામ ઉપરથી ચાંપાનેર વસ્યું છે. એ ચાંપાને વનરાજે ગાદીએ બેઠા પછી પ્રધાન બનાવ્યો હતો.

પ્ર. ૨૩. વનરાજને જંગલમાં સંતાવાની જગા કોણે બતાવી હતી ?
ઉ. અણહીલ નામના ભરવાડે સંતાવાની જગા બતાવી હતી.
પ્ર. ૨૪. પાટણ કોણે વસાવ્યું ?
ઉ. વનરાજે.
પ્ર. ૨૫. વનરાજે પાટણ શી રીતે વસાવ્યું ?
ઉ. વનરાજે લૂંટ કરી ઘણું ધન મેળવ્યું અને તે વડે સરસ્વતી નદીને તીરે સંવત ૮૦૨માં એ નગર વસાવ્યું.
પ્ર. ૨૬. પાટણને શું કહેતા અને શા કારણથી ?
ઉ. અણહીલપુર પાટણ કહેતા અને તે અણહીલ નામના ભરવાડ ઉપરથી.
પ્ર. ૨૭. અણહીલપુર પાટણ નામ શા ઉપરથી પડયું ?
ઉ. અણહીલ નામના ભરવાડે વનરાજને જંગલમાં માર્ગો અને સંતાવાની જગા બતાવી હતી તેથી વનરાજે એ નગરનું નામ અણહીલપુરપાટણ પાડ્યું.
પ્ર. ૨૮. સુરપાળ કોણ હતો ?
ઉ. જયશીખરનો સેનાપતિ અને સાળો હતો તેમજ વનરાજનો મામો હતો.
પ્ર. ૨૯. શીલગુણસુરી કોણ હતો ?
ઉ. એ જતિ હતો. એના અપાસરામાં વનરાજની મા રૂપસુંદરી રહી હતી.
પ્ર. ૩૦. ચાંપાનેર કોણે વસાવ્યું ?
ઉ. ચાંપા નામે વાણીઓ વનરાજનો પ્રધાન હતો તેણે.
પ્ર. ૩૧. વનરાજ કઇ સાલમાં ગાદીએ બેઠો ?

ઊ. ઇ૦ સ૦ ૭૪૬માં ગાદીએ બેઠો.

પ્ર. ૩૨. વનરાજ કઇ સાલમાં કેટલા વરસ જીવીને મરણ પામ્યો?

ઊ. ઇ૦ સ૦ ૮૦૬માં ૧૧૦ વર્ષની ઉમરે ૬૦ વર્ષ રાજ કરીને મરણ પામ્યો.

પ્ર. ૩૩. વનરાજ પછી ગાદીએ કોણ બેઠો?

ઊ. એનો છોકરો યોગરાજ ગાદીએ બેઠો.

પ્ર. ૩૪. યોગરાજ વિષે શું જાણો છો?

ઊ. એ પરાક્રમી હતો એણે રાજને વધાર્યું લોકોને સુખી કર્યા. લડાઇમાં ઘણો હોશીઆર હતો ને તીર મારવામાં કાબેલ હતો.

પ્ર. ૩૫. યોગરાજ પછી ગાદીએ કોણ બેઠું?

ઊ. ૮૦૬માં ગાદીએ બેઠો ૮૪૨માં ઉઠયો ૩૬ વરસ રાજ કર્યું

પ્ર. ૩૬. યોગરાજ પછી ગાદીએ કોણ બેઠું?

ઊ. એનો છોકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો.

પ્ર. ૩૭. ક્ષેમરાજ વિષે શું જાણો છો?

ઊ. એણે રાજ્યનો વિસ્તાર અને દેશની દોલત વધારી.

પ્ર. ૩૮. ક્ષેમરાજ પછી ગાદીએ કોણ બેઠું?

ઊ. ભૂવડ.

પ્ર. ૩૯. ભૂવડ પછી ગાદીએ કોણ બેઠું?

ઊ. વીરસીંહ.

પ્ર. ૪૦. વીરસીંહ પછી ગાદીએ કોણ બેઠું?

ઊ. રત્નાદીત્ય.

પ્ર. ૪૧. રત્નાદીત્ય કેવા ગુણને માટે વખણાયો છે?

ઊ. એ રાજા સારા ગુણને માટે વખણાયો છે.

પ્ર. ૪૨. રત્નાદીત્યમાં કયા ગુણ હતા ?

ઉ. પોતાનું વચન પાળનાર સાચો, શૂરો અને ન્યાયી હતો.

પ્ર. ૪૩. રત્નાદીત્ય શરીરે કેવો હતો અને તેણે શું કામ કર્યું ?

ઉ. એ શૂરો અને અંગે બળવાન હતો, લુચ્ચા, ચોર, ઠગારા વગેરે અપરાધીઓને દેશમાંથી કાઢી મૂકી એણે પ્રજાને સુખ કીધું.

પ્ર. ૪૪. રત્નાદીત્ય પછી ગાદીએ કોણ બેઠું ?

ઉ. એના પછી સાંમતસિંહ ગાદીએ બેઠો.

પ્ર. ૪૫. સાંમતસિંહ કેવા ગુણનો હતો ?

ઉ. એ નબળો અને દુર્ગુણી હતો.

પ્ર. ૪૬. ચાવડા વંશનો છેલ્લો રાજા કોણ ?

ઉ. સામતસિંહ.

પ્ર. ૪૭. સાંમતસિંહ પછી ચાવડા વંશની ગાદી કયા વંશમાં ગઇ ?

ઉ. વનરાજના કુળની કન્યાના વંશમાં ગઇ.

પ્ર. ૪૮. ચાવડા વંશના રાજાનાં નામ ગાદીએ બેઠા, ઉઠયાના વરસ.

| રાજાનું નામ. | કઇ સાલમાં ગાદીએ બેઠો. | કઇ સાલમાં ગાદી-એથી ઉઠયો. | કેટલા વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|---|
| વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ. | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ. | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભૂવડ. | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |

| | | | |
|---|---|---|---|
| વીરસીંહ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદીત્ય. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સાંમતસિંહ. | ૯૩૫ | ૯૪૨ | ૭ |

પ્ર. ૪૯. ચાવડા વંશ ક્યાંથી ક્યાં સુધી કેટલા વરસ ચાલ્યો ?

ઉ. ઇ. સ. ૭૪૬થી ઈ. સ. ૯૪૨ સુધી ૧૯૬ વરસ ચાલ્યો.

પ્ર. ૫૦. ચાવડા વંશ પછી કયો વંશ થયો ?

ઉ. સોલંકીવંશ.

પ્ર. ૫૧. સોલંકી વંશનો પહેલો રાજા કોણ હતો ?

ઉ. મૂળરાજ.

પ્ર. ૫૨. મૂળરાજ કોનો છોકરો ?

ઉ. સામંતસિંહની બહેન લીલાદેવીનો છોકરો.

પ્ર. ૫૩. લીલાદેવી કોને પરણી હતી ?

ઉ. કનોજના રાજા ભુવનાદીત્યનો રાજ નામે કુંવર હતો તેને.

પ્ર. ૫૪. મૂળરાજના બાપનું નામ શું ?

ઉ. રાજ.

પ્ર. ૫૫. ભૂવનાદિત્ય કોણ હતો ?

ઉ. કનોજનો રાજા હતો.

પ્ર. ૫૬. મૂળરાજ કેવો હતો ?

ઉ. બુદ્ધિમાન, પરાક્રમી પણ લોભી અને દુષ્ટ હતો.

પ્ર. ૫૭. મૂળરાજે રાજ મેળવવા કેવાં કામ કર્યાં ?

ઉ. એણે બંડ કરી પોતાના મામાને મારી નાંખ્યો અને મોસાળ પક્ષમાંથી કોઇ ગાદીનો દાવો કરવા ન પામે માટે તે સર્વના પ્રાણ લીધા.

પ્ર. ૫૮. મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે કયા કયા રાજા ચઢી આવ્યા?
ઉ. બે રાજા ચઢી આવ્યા (૧) ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો (૨) દક્ષિણમાંથી તૈલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને મોકલ્યો.

પ્ર. ૫૯. મૂળરાજે પોતાના ઉપર ચઢી આવેલા રાજા સાથે શું કર્યું?
ઉ. અજમેરના રાજાને ધન આપીને પાછો કાઢ્યો અને બાર્પને લડાઇ કરી હરાવીને નસાડી મૂક્યો.

પ્ર. ૬૦. ગૂર્જર ગાદીને તાબે જે ખંડીઆ રાજા હતા તે લોકો મૂળરાજની સાથે કેવી રીતે ચાલ્યા?
ઉ, મૂળરાજની આણ માની નહિ

પ્ર. ૬૧. ગ્રહરિપુ કોણ હતો?
ઉ. એ સોરઠનો રાજા હતો.

પ્ર. ૬૨. ગ્રહરિપુએ શું કર્યું?
ઉ. એ સ્વતંત્ર થઇ ગયો અને પ્રભાસના સોમનાથની જાત્રા જનારને લૂંટવા લાગ્યો.

પ્ર. ૬૩. ગ્રહરિપુએ લૂંટ કરવા માંડી ત્યારે મૂળરાજે શું કર્યું?
ઉ. તેને સજા કરવાને માટે ગયો.

પ્ર. ૬૪. ગ્રહરિપુની મદદે કોણ કોણ આવ્યા?
ઉ. કચ્છનો રાજા લાખો અને બીજા કેટલાક માંડળીક રાજા આવ્યા હતા તેથી જબરૂં લશ્કર થયું હતું.

પ્ર. ૬૫. ગ્રહરિપુની સાથે મૂળરાજને લડાઇ થઇ તેનું પરીણામ શું આવ્યું?

ઊ. મૂળરાજે તેનો પરાજય કર્યો મદરિપુ અને લાખો બંને લડાઇમાં મુઆ.

પ્ર. ૬૬. લાખો કયાંનો રાજા હતો?

ઊ. કચ્છનો હતો.

પ્ર. ૬૭. અજમેરને પહેલાં શું કહેતા હતા?

ઊ. સંભાર કે નાગોર કહેતા હતા.

પ્ર. ૬૮. લાટ દેશ કોને કહે છે?

ઊ. મહી નદી અને નર્મદા નદીની વચ્ચેના મુલકને લાટ દેશ કહે છે.

પ્ર. ૬૯. લાટ દેશના રાજાએ શું કર્યું હતું અને તેથી મૂળરાજે તેનું શું કર્યું?

ઊ. ગુર્જર દરબારનું અપમાન કર્યું અને તેથી મૂળરાજે તેને જીત્યો.

પ્ર. ૭૦. ચામુંડ કોણ હતો?

ઊ. એ મૂળરાજનો પાટવી કુંવર હતો.

પ્ર. ૭૧. ચામુંડે મૂળરાજના વખતમાં શું કામ કર્યું?

ઊ. લાટ દેશના રાજાની સાથે લડાઇ કરતાં પરાક્રમ કરીને મૂળરાજને ખુશી કર્યો હતો.

પ્ર. ૭૨. મૂળરાજનો અમલ કયાંથી કયાં સુધી હતો?

ઊ. આબુથી નર્મદાની દક્ષિણ સુધી પ્રસર્યો હતો.

પ્ર. ૭૩. મૂળરાજે શું શું બંધાવ્યું હતું?

ઊ. ઘણાં શિવાલય બંધાવ્યા અને સિદ્ધપુરમાં મોટું દેહેરૂં ચણાવવા માંડયું પણ તે એના સમયમાં પૂરૂં થયું ન હતું.

પ્ર. ૭૪. મૂળરાજને ઘડપણમાં શાનો પસ્તાવો થયો હતો ?
ઊ. મોસાળીઆંની હત્યા કર્યાને પસ્તાવો થયો હતો.

પ્ર. ૭૫. મૂળરાજે મોસાળીઆની હત્યા કરી હતી તે પાપથી છૂટવાને શું કર્યું ?
ઊ. બ્રાહ્મણોને દાન આપ્યાં વધારે વિદ્વાન બ્રાહ્મણનો ખપ પડવાથી ઉત્તરમાંથી બ્રાહ્મણો બોલાવ્યા.

પ્ર. ૭૬. મૂળરાજના વખતમાં ઉત્તરથી બ્રાહ્મણો આવેલા તેના વંશજો આજે કેવા કહેવાય છે ?
ઊ. ઔદિચ ( ઉત્તરના ) કહેવાય છે.

પ્ર. ૭૭. મૂળરાજ પછી ગાદીએ કાણ બેઠું ?
ઊ. તેનો છોકરો ચામુડ.

પ્ર. ૭૮. ચામુડે કેટલા વર્ષ રાજ્ય કર્યું ?
ઊ. ૧૩ વરસ રાજ્ય કર્યું.

પ્ર. ૭૯. ચામૂડ તેર વર્ષ અમલ કર્યા પછી કયાં ગયો ?
ઊ. રાજપાટ પોતાના વડા કુંવર વલ્લભસેનને આપી કાશી ગયો.

પ્ર. ૮૦. ચામૂડ કયાં મરણ પામ્યો ?
ઊ. એનો મોટો છોકરો વલભસેન મરણ પામ્યો તેથી સાધુ થઇ શુકલતીર્થમાં જઇ કરેલા પાપનો પસ્તાવો તથા પૂત્ર મુઆનો શોક કરતો મરણ પામ્યો.

પ્ર. ૮૧. વલભસેન કેવો હતો ?
ઊ. દયાળુ અને સત્યવાદી હતો.

પ્ર. ૮૨. વલ્લભસેન કેવી રીતે મરણ પામ્યો ?
ઉ. ગાદીએ બેઠા પછી થોડા વખતમાં શીતળાથી મરણ પામ્યો

પ્ર. ૮૩. વલ્લભસેન પછી ગાદીએ કોણ બેઠું ?
ઉ. ચામુંડનો બીજો કુંવર દુર્લભસેન ગાદીએ બેઠો.

પ્ર. ૮૪. દુર્લભસેને રાજ્ય કેવી રીતે ચલાવ્યું ?
ઉ. એણે રાજ કારભાર ઠીક રીતે ચલાવ્યો તથા તળાવ અને દેહેરાં બંધાવ્યાં.

પ્ર. ૮૫. દુર્લભસેન પછી ગાદીએ કોણ બેઠું ?
ઉ. ચામુંડના ત્રીજા કુંવર નાગરાજનો છોકરો ભીમદેવ ગૂજરાતનો રાજા થયો.

પ્ર, ૮૬. ભીમદેવના વખતમાં કોણે ચઢાઈ કરી ?
ઉ. ઈ. સ. ૧૦૨૪માં ગીઝનીના પ્રખ્યાત સુલતાનમહમદે ગુજરાતપર સ્વારી કરી.

પ્ર. ૮૭. મહમદ ગૂજરાતપર કેવી રીતે ચઢી આવ્યો ?
ઉ. ઓચિંતો ચઢી આવ્યો.

પ્ર. ૮૮. મહમદ ગીઝની ગૂજરાતપર ચઢી આવ્યો તેની સામે શું કર્યું ?
ઉ. મહમદ ઓચિંતો ચઢી આવવાથી તેની સામા થવાની તૈયારી થઇ શકી નહિ માટે ભીમદેવ પ્રભાસપાટણ આગળ એક લડાઇ લડી કચ્છ ભણી નાસી પોતાના કંથકોટ નામે ગઢમાં ભરાયો.

પ્ર. ૮૯. મહમદગીઝનીએ ગૂજરાતપર ચઢી આવી શું કર્યું ?
ઉ. એણે પ્રભાસના સોમનાથનું દેહેરૂં લૂટયું અને શિવલિંગના

કડકા કર્યા. ત્યાંથી ઉપડી કંથકોટને ઘેર્યો પણ ભીમદેવ તેમાંથી નીકળી નાઠો.

પ્ર. ૯૦. ભીમદેવે ગુજરાતનું રાજ પાછું કેવી રીતે લીધું ?

ઉ. મહમદ વાવાઝોડાની પેઠે એકાએક ચઢી આવ્યો ને જાન માલનો નાશ કરી તોફાનની પેઠે પાછો ગયો ત્યારે ભીમદેવે આવી પોતાનું રાજ લીધું.

પ્ર. ૯૧. ભીમદેવ કેવો હતો ?

ઉ. એ ચોર પકડવામાં અને અપરાધીઓને સજા કરવામાં સાગે હતો તેમજ લડાઇ કરવામાં ચતુર ને શૂરો હતો.

પ્ર. ૯૨. ભીમે કયાં સ્વારી કરી જય મેળવ્યો ?

ઉ. સિંધ ઉપર સ્વારી કરી જય મેળવ્યો,

પ્ર. ૯૩. ભીમ ગૂજરાતની ગાદીએ હતો ને વખતે માળવાની ગાદીએ કોણ હતું ?

ઉ. પ્રખ્યાત વિદ્યોત્તેજક રાજા ભોજ રાજ કરતો હતો.

પ્ર. ૯૪. ભીમ અને ભોજ વચ્ચે કેવો બનાવ હતો?

ઉ. અણબનાવ હતો.

પ્ર. ૯૫. ભીમે ભોજ જોડે કોની સાથે લડાઇ કરી ?

ઉ. કાશીના રાજા કરણ જોડે મળી લડાઇ કરી.

પ્ર. ૯૬. ભોજ કયારે મરણ પામ્યો ?

ઉ. ભીમ જોડે લડાઇ ચાલતી હતી તે વખતે ભોજ મરણ પામ્યો

પ્ર. ૯૭. ભોજના મરણ પછી કરણે શું કર્યું ?

ઉ. ધારાનગરીનો ભંડાર લુંટયો. તેમાં ભીમને ભાગ આપ્યો નહિ.

પ્ર. ૯૮. અજમેરના ચોહાણ રાજા વિશળદેવે ગૂજરાત ઉપર શામાટે સ્વારી કરી ?

ઊ. ભરતખંડના જે ભાગ મુસલમાનોએ જીત્યા હતા તે પાછા લેવાને એ વિશળદેવ રાજાની આગેવાની નીચે બીજા રજપૂત રાજા ચઢ્યા હતા તેમાં ભીમ ભળ્યો નહિ માટે તેને સજા કરવાને ચોહાણ રાજા આવ્યો.

પ્ર. ૯૯. વિશળદેવે સ્વારી કરી તેની સામે ભીમે શું કર્યું?

ઊ. ભીમ સામે લડવા ગયો પણ જીત્યો નહિ ને તેના પ્રધાને ધન આપી તથા જુદ્ધ થયું તે ઠેકાણે વિશળનગર વસાવવા દેવાનું કબુલ કરી તેને પાછો વાળ્યો.

પ્ર. ૧૦૦. ભીમદેવના વખતમાં કયો મોટો શ્રાવક ધનાઢ્ય હતો અને તેણે શું કર્યું?

ઊ. વિમળશા નામે મોટો ધનાઢ્ય શ્રાવક હતો એણે આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં મોટાં ને સુંદર દેહેરાં બંધાવ્યાં.

પ્ર. ૧૦૧. ભીમ રાજાને કેટલા કુંવર હતા ?

ઊ. ત્રણ કુંવર હતા ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ.

પ્ર. ૧૦૨. ભીમે રાજ્ય શા માટે છોડયું ?

ઊ. ઘડપણનો કાળ ઇશ્વરભક્તિમાં કાઢવા કોઇ તીર્થમાં જઇ રહેવા માટે રાજ્ય છોડયું.

પ્ર. ૧૦૩. ભીમના પછી રાજ્ય કોને મળ્યું અને શામાટે ?

ઊ. પિતાની સાથે વડા કુંવર ક્ષેમરાજે તીર્થમાં રહેવાની ઇચ્છા જણાવ્યાથી કરણને રાજ્ય મળ્યું.

પ્ર. ૧૦૪. કરણ રાજાએ રાજને કેવી રીતે મજબૂત કર્યું ?
ઉ. ધંધુકા, આશાવળ, મહેવાસ, વગેરેના કોળી રાજાઓને વશ કરી રાજ્યને મજબુત કર્યું.

પ્ર. ૧૦૫. કરણ રાજાએ શું શું બંધાવ્યું ?
ઉ. પાટણની દક્ષિણે થોડા ગાઉ ઉપર મોઢેરા ગામ છે ત્યાં કરણ સાગર નામે મોટું તળાવ બંધાવ્યું તથા બીજાં સ્થળોમાં દેહેરાં ચણાવ્યાં.

પ્ર. ૧૦૬. કરણ રાજાએ કઇ નગરી વસાવી ?
ઉ. કરણાવતી નગરી વસાવી.

પ્ર. ૧૦૭. કરણાવતી નગરી હાલ કયાં છે ?
ઉ. તે કયાં હતી તે કંઇ નકકી જણાયું નથી.

પ્ર. ૧૦૮. કરણ રાજાના છોકરાનું નામ શું ?
ઉ. સિદ્ધરાજ જયસિંહ,

પ્ર. ૧૦૯. કરણ રાજા મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજ કેવડો હતો ?
ઉ. નાનો બાળક હતો.

પ્ર. ૧૧૦. સિદ્ધરાજ બાળક હતો ત્યારે રાજ કોણ ચલાવતું ?
ઉ. એની મા મીનળદેવી.

પ્ર. ૧૧૧. મીનળદેવી કોણ હતી ?
ઉ. કરણની રાણી અને સિદ્ધરાજની મા.

પ્ર. ૧૧૨. મીનળદેવીએ શું બંધાવ્યું ?
ઉ. વીરમગામમાં મુનસર તળાવ અને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં.

પ્ર. ૧૧૩. સિદ્ધરાજાને લઇ મીનળદેવી કયાં ફરવા ગઇ હતી?

ઉ. ગુજરાતમાં.

પ્ર. ૧૧૪. મીનળદેવી સિદ્ધરાજને ગુજરાતમાં ફરવા લઇ ગઇ તે વખતે પાટણ ઉપર કોણે ચડાઇ કરી?

ઉ. માળવાના રાજા યશોવર્માએ.

પ્ર. ૧૧૫. સિદ્ધરાજ માળવા ચડાઇ કરવાને શા માટે તૈયાર થયા?

ઉ. યશોવર્માએ ગુજરાત પર ચડાઈ કરી તે વખત સિદ્ધરાજ અણહીલપુર નહોતો પણ કામ ચલાઉ મંત્રી હતા તેણે યશોવર્માને ધન આપી પાછો કાઢયો તે સિદ્ધરાજને ગમ્યુ નહિ ને એણે માળવા પર ચડાઇ કરવાની તૈયારી કરી.

પ્ર. ૧૧૬ સિદ્ધરાજે કયું મોટું તળાવ બંધાવ્યું?

ઉ. સહસ્ત્રલિંગ નામે તળાવ બંધાવ્યું.

પ્ર. ૧૧૭. સિદ્ધરાજ માળવાના રાજા સાથે કયાં સુધી લડયા અને તેમાં શું થયું?

ઉ. બાર વરસ સુધી અને ધારાનગરી જીતી લઇ યશોવર્માને કેદ પકડી પાટણ આણ્યો.

પ્ર. ૧૧૮. સિદ્ધરાજે યશોવર્માને પકડી આણી તેનું શું કર્યું?

ઉ. સુધરેલી રીત પ્રમાણે બંધીવાન રાજાને માન આપ્યું ને પોતાની લાયકી જણાવી.

પ્ર. ૧૧૯. મૂળરાજના ચણાવેલા શિવાલય રૂદ્રમાળને કોણે પૂર્ણ કરાવ્યું?

ઉ. સિદ્ધરાજ જયસિંહે

પ્ર. ૧૨૦. રાણકદેવી કોણ હતી?

ઉ. કોઇ કુંભારને ઘેર ઉછરેલી રાજપુત્રી હતી.

પ્ર. ૧૨૧. રાણુકદેવીનો વિવાહ કોની સાથે થયો હતો?
ઊ. સિદ્ધરાજ જયસિંહ વેરે થયો હતો.

પ્ર. ૧૨૨. રાણુકદેવી સિદ્ધરાજ વેરે શા માટે પરણી નહિ?
ઊ. લગ્ન થયાં પહેલાં જુનાગઢનો રાજા ખેંગાર તેને બળાત્કારે લઇ જઇ પરણ્યો હતો.

પ્ર. ૧૨૩. ખેંગાર રાણુકદેવીને બળાત્કારે લઇ જઇ પરણ્યો તેથી સિદ્ધરાજે શું કર્યું?
ઊ. તેને સજા કરવાને મોટી સેના સહીત સોરઠ ગયો ત્યાં જુદ્ધ કર્યું તેમાં ખેંગાર મરાયો અને ક્રોધના આવેશમાં રાણુકદેવીના બે નિરપરાધી બાળક દીકરાને માર્યા ને રાણુકદેવીને પકડી આણી.

પ્ર. ૧૨૪. રાણુકદેવીએ સિદ્ધરાજ વેરે પુનર્લગ્ન કર્યું કે નહિ?
ઊ. પુનર્ લગ્ન કર્યું નહિ પણ વઢવાણ આગળ સતી થઇ બળી મુઇ.

પ્ર. ૧૨૫. સિદ્ધરાજ જયસિંહની શાથી નામના થઇ?
ઊ. એણે પોતાના મુલકમાં ઠેકાણે ઠેકાણે કૂવા, વાવ, તળાવ, દેહેરાં વગેરે બંધાવી લોકને સુખી કર્યા તેથી એની નામના થઇ.

પ્ર. ૧૨૬. સિદ્ધરાજે ધર્મ તથા રાજનો બંદોબસ્ત કેવો કર્યો હતો?
ઊ. એણે ધર્મ સંબંધી બધા પંથને છૂટ આપી હતી ને રાજ્યનો બંદોબસ્ત સારો રાખ્યો હતો.

પ્ર. ૧૨૭. સિદ્ધરાજનું રાજ ક્યાં સુધી પ્રસર્યું હતું?

ઊ. ગુજરાત ને સોરઠ ઉપરાંત કચ્છ દેશનો રાજા ઉત્તરે અચળેશ્વર અને ચંદ્રાવતીના પરમાર રાજા આધીન હોઇ આબુની પેલીમેર સુધી સત્તા ફેલાઈ હતી તથા પૂર્વે માળવા, દક્ષિણમાં કોલાપૂર સુધી અમલ હતો.

પ્ર. ૧૨૮. સિદ્ધરાજ પછી ગાદી કયા વંશમાં ગઇ ?

ઊ. એ મહાન્ રાજાને પુત્ર ન હોવાથી રાજપાટ એના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં ગઈ.

પ્ર. ૧૨૯. ક્ષેમરાજના પૂત્રનું નામ શું ?

ઊ. દેવપ્રસાદ.

પ્ર. ૧૩૦. દેવપ્રસાદના કુંવરનું નામ શું. ?

ઊ. ત્રિભુવનપાળ.

પ્ર. ૧૩૧. ત્રિભુવનપાળને કેટલા છોકરા ને છોકરી હતી ?

ઊ. ત્રણ કુંવર, (૧) મહીપાળ (૨) કીર્તિપાળ (૩) કુમારપાળ અને બે છોકરી (૧) પ્રેમદેવી (૨) દેવળદેવી.

પ્ર. ૧૩૨. પ્રેમદેવી કોની સાથે પરણી હતી ?

ઊ. સિદ્ધરાજ સામદ કાનદેવને પરણી હતી.

પ્ર. ૧૩૩. દેવળદેવી કોની સાથે પરણી હતી ?

ઊ. કાશ્મીરના મહારાજા સાથે પરણી હતી

પ્ર. ૧૩૪. સિદ્ધરાજ પછી ગાદીએ કોણ આવ્યું ?

ઊ. કુમારપાળ.

પ્ર. ૧૩૫. કુમારપાળને ગાદી મેળવવા શા માટે આપદા પડી ?

ઊ. સિદ્ધરાજની મરજી પોતાની પછી કુમારપાળ નહિ બેસે

એવી હતી તેથી તેને પકડવાને પ્રયત્ન કર્યો એ માટે પર-
દેશમાં નાસી જઇ કુમારપાળને આપદા વેઠવી પડી

પ્ર. ૧૩૬. સિદ્ધરાજ જયસિંહના મરણ પછી કુમારપાળ કેવી રીતે
ગાદીએ બેઠો ?

ઊ. એણે સિદ્ધરાજના મરણની ખબર સાંભળી તરત પાટણ
આવ્યો ને તેના બનેવીની મદદ મળવાથી સામંતો અને
અને મંત્રીઓએ તેને પાટે બેસાડ્યો

પ્ર. ૧૩૭. કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર કેટલા વરસની હતી

ઊ. ૫૦ વરસની હતી.

પ્ર- ૧૩૮. સિદ્ધરાજના ભયથી કુમારપાળ નાસતો ફરતો તે વખત
એને કોની સહાય હતી ?

ઊ. ઉદયાનમંત્રી, હેમાચાર્યાદિ જૈનોની એને ગુપ્ત સહાય હતી

પ્ર. ૧૩૯. કુમારપાળે હેમાચાર્ય વગેરેને શાનું વચન આપ્યું હતું ?

ઊ. રાજ્ય મળે તો શ્રાવક થવું.

પ્ર. ૧૪૦. કુમારપાળે હેમાચાર્યને આપેલું વચન પાળ્યું કે કેમ ?

ઊ. પાળ્યું અને તે શ્રાવકધર્મ પાળવા લાગ્યો.

પ્ર. ૧૪૧. કુમારપાળ ગાદીએ બેઠા પછી કોને કોને હરાવ્યા ?

ઊ. કેટલાક સરદારોએ બંડ કર્યાં તથા કેટલાકપર દેશી રાજા
ચઢી આવ્યા તે તે સર્વને શૂરા કુમારપાળે હરાવ્યા.

પ્ર. ૧૪૨. આંન્ન કોણ હતો અને તેણે શું કર્યું ?

ઊ એ નાગોરનો રાજા, એણે ગુજરાત પર સ્વારી કરી હતી
પણ લડાઇમાં જખમી થયો અને કુમારપાળને તાબે થયો.

પ્ર. ૧૪૩. કુમારપાળના વખતમાં માળવાના રાજાએ શું કર્યું અને અને તેનું કુમારપાળે શું કર્યું ?

ઉ. માળવાના રાજાએ જે ફોજ મોકલી તેના ઉપરી નાયકો ફૂટી શત્રુને મળી ગયાથી કુમારપાળે પંડે જઇ તેનો પરાજય કર્યો.

પ્ર. ૧૪૪. આમ્રભટ કોણ હતો ?

ઉ. કુમારપાળનો સામંત હતો.

પ્ર. ૧૪૫. આમ્રભટે કયા ચઢાઈ કરી અને તેમાં શું થયું ?

ઉ. કોકણના રાજા મલ્લિકાર્જુનના ઉપર ચઢાઇ કરી પણ હાર્યો પણ બીજી સ્વારી કરી તેમાં રાણાને હણી તેની રાજધાની લૂંટી બહુ ધન લાવ્યો.

પ્ર. ૧૪૬. કુમારપાળે શાનાં દહેરાં બંધાવ્યાં ?

ઉ. ઘણાંક શિવાલય અને પારસનાથનાં દહેરાં બંધાવ્યાં તથા સોમનાથનું મોટું દેહેરૂં સમરાવ્યું.

પ્ર. ૧૪૭. કુમારપાળે કેટલાં વરસ રાજ્ય કર્યું અને શાથી મુઓ ?

ઉ. એણે ૩૧ વરસ રાજ્ય કર્યું. એને ૩૦ વર્ષ રાજ્ય કર્યા ને થયાં ત્યારે રક્તપિત્તનો રોગ થયો અને તેથી થોડા માસમાં મરણ પામ્યો.

પ્ર. ૧૪૮. કુમારપાળને રોગ થયો તે વખતે કોણ મરણ પામ્યું ?

ઉ. એનો મોટો ગુરૂ હેમાચાર્ય ૮૪ મે વર્ષે મરણ પામ્યો ?

પ્ર. ૧૪૯. કુમારપાળે કયાંથી કયાં સૂધી કેટલાં વર્ષ રાજ્ય કર્યું ?

ઉ. ઇ૦ સ૦ ૧૧૪૩ ઇ૦ સ૦ ૧૧૭૪ સૂધી ૩૧ વર્ષ રાજ્ય કર્યું

પ્ર. ૧૫૦. કુમારપાળ પછી કોણ ગાદીએ બેઠું ?

ઊ. એના ભાઇ મહીપાળનો કુંવર અજેપાળ ગાદીએ બેઠો.

પ્ર. ૧૫૧. અજેપાળ કયો ધર્મ પાળતો.

ઊ. શૈવધર્મ ધર્મ પાળતો.

પ્ર. ૧૫૨. અજેપાળે શું કર્યુ ?

ઊ. કુમારપાળ શ્રાવક હતો એટલે જૈન ધર્મી હતો તેના જૈન દેહેરાં તોડયાં તથા કેટલાક જૈન મંત્રી અને સરદારોને માર્યા.

પ્ર. ૧૫૩. અજેપાળે કેટલાં વર્ષ રાજ્ય કર્યું અને શાથી મરણ પામ્યો ?

ઊ. એણે ત્રણ વર્ષ રાજ્ય કર્યું તેવામાં મહેલના કોઇ પોળીઆએ તેની છાતીમાં કટાર ભોકી તેનો પ્રાણ લીધો.

પ્ર. ૧૫૪. અજેપાળ પછી ગાદીએ કોણ બેઠું ?

ઊ. એનો છોકરો મૂળરાજ. એ બાળક હતો.

પ્ર. ૧૫૫. મૂળરાજ બાળક હતો તે વખતે રાજ કોણ ચલાવતું ?

ઊ. એની મા નાયકાદેવી રાજકારભાર ચલાવતી.

પ્ર. ૧૫૬. બાળમૂળરાજના વખતમાં કોણે ચઢાઈ કરી ?

ઊ. અફઘાનીસ્તાનથી મહમદ (શાહબુદ્દીન) ઘોરી ચઢી આવ્યો.

પ્ર. ૧૫૭. શાહબુદ્દીન ઘોરીને કોણે હરાવ્યો ?

ઊ. બાળ મૂળરાજના કાકા ભીમે હરાવ્યો.

પ્ર. ૧૫૮. શાહબુદ્દીન ઘોરી સાથે લડાઇ થઇ તે વખતે બાળમૂળરાજની મા કયાં હતી ?

ઊ. બાળ રાજાને લઇ રાજમાતા ડુંગરી ઉપર બેઠી સંગ્રામ જેતી હતી અને સિપાઇઓને હિમ્મત આપતી હતી.

પ્ર. ૧૫૯. બાળ મૂળરાજ પછી ગાદીએ કોણ બેઠું ?

ઊ. ભીમદેવ બીજો.

પ્ર. ૧૬૦. ભીમદેવ બીજાનું નામ શું?
ઊ. ભોળોભીમ.

પ્ર. ૧૬૧. ભોળોભીમ નામ કેમ પડયું ?
ઊ. એ ચઢાઉ અને અવિચારી હતો માટે.

પ્ર. ૧૬૨. ભોળોભીમ ગૂજરાતની ગાદીએ હતો ત્યારે કયા પરદેશી લોક ચઢાઇ કરવા લાગ્યા ?
ઊ. કાબુલના મુસલમાન બાદશાહ ભરતખંડ જીતવાને સ્વારી કરવા લાગ્યા.

પ્ર. ૧૬૩. કાબુલના મુસલમાન બાદશાહ સ્વારી કરવા લાગ્યા તે વખતે રજપૂત રજાઓએ શું કરવા માંડયું ?
ઊ. પોતાનો બચાવ કરવાને ઠેકાણે માંહોમાંહે વઢી નબળા પડયા.

પ્ર. ૧૬૪. ભોળોભીમ ગૂજરાતની ગાદીએ હતો તે વખતે અજમેરમાં કોણ રાજ્ય કરતું હતું ?
ઊ. ચોહાણ વંશનો સોમેશ્વર રાજા રાજ્ય કરતો હતો,

પ્ર. ૧૬૫. ભોળોભીમ ગૂજરાતની ગાદીએ હતો તે વખતે દિલ્લીની ગાદીએ કોણ રાજ્ય કરતું હતું ?
ઊ. પૃથુરાજ એની માના બાપની ગાદીએ.

પ્ર. ૧૬૬. પૃથુરાજ કોનો છોકરો ?
ઊ. અજમેરના ચોહાણ વંશના સોમેશ્વરનો.

પ્ર. ૧૬૭. ભોળાભીમને આબુના રાજા સાથે લડાઇ શા માટે થઈ ?
ઊ. પૃથુરાજનો વિવાહ આબુના રાજાની કુંવરી વેરે થયો હતો

તેમ છતાં ભોળાભીમે તેને માગી આબુના રાજાએ ના કહાવી ને કન્યા અજમેર મોકલી દીધી માટે.

પ્ર. ૧૬૮. ભોળા ભીમને આબુનારાજા સાથે લડાઇ થઇ તેમાં શું થયું?

ઉ. મોટી સેના લઇ ભોળોભીમ આબુના રાજા ઉપર ચડયો ને તેને હરાવી તેની પૂઠે અજમેર સુધી ધાયો અહીં જુદ્ધ થયું તેમાં સોમેશ્વર લડાઇમાં મુઓ ને ભીમ જય કરી સ્વદેશ પાછો આવ્યો.

પ્ર. ૧૬૯. પૃથુરાજે બાપનું વેર લેવા માટે શું કર્યું ?

ઉ. એણે મોટા બળવાન લશ્કર સાથે ગૂજરાતપર ચઢાઇ કરી અને લડાઇ થઇ તેમાં ભીમ હાર્યો.

પ્ર. ૧૭૦. પૃથુરાજ ગુજરાત જીતીને ગયા પછી તેના ઉપર કોણ ચઢી આવ્યું અને તેમાં શું થયું ?

ઉ. શાહબુદ્દીન ઘોરી ચઢી આવ્યો અને તેમાં પૃથુરાજ હાર્યો અને માર્યો ગયો એનુ રાજ્ય મુસલમાન પાદશાહને વશ થયું.

પ્ર. ૧૭૧. ઘોરી પાદશાહે કુતુબુદ્દીનને ક્યાંનો સુબો ઠરાવ્યો ?

ઉ. દીલ્લીનો.

પ્ર. ૧૭૨. શાહબુદ્દીનઘોરીએ ફરીથી આવી શું કર્યું ?

ઉ. કનોજ, કાશી વગેરેના રાજાને હરાવી ઘણો કેર કર્યો.

પ્ર. ૧૭૩. ઈ. સ. ૧૧૯૪માં શું થયું ?

ઉ. ગુજરાત ઉપર કુતુબુદ્દીને આવી ભીમની ફોજને હરાવીને મુલક લૂટ્યો.

પ્ર. ૧૭૪. ભીમદેવે કુતબુદ્દીનના આવ્યા પછી શું કર્યું ?

ઉ. બીજા રાજા જોડે મળી તેને અજમેરથી કાઢવાનો પ્રયત્ન કર્યો મુસલમાન સુબો હાર્યો ને ઘવાયો તથાપિ તેના પાદશાહે કુમક મોકલવાથી ચઢતી થઇ.

પ્ર. ૧૭૫. કુતબુદ્દીને શું કર્યું ?

ઉ. અણહીલપુર કબજે કર્યું ને ભીમ નાઠો પરંતુ રજપૂત બળ છેક તૂટયું ન હતું.

પ્ર. ૧૭૬. ભીમે કુતબુદ્દીને અણહીલપૂર લીધા પછી શું કર્યું ?

ઉ. રજપૂત બળ છેક તૂટયું ન હતું તેથી ભીમે ફરી ગુજરાતનો કબજો લીધો પણ સુખે રાજ કરી શકયો નહિ.

પ્ર. ૧૭૭. ભીમે ગુજરાત લીધા પછી તેની સામે કેણ થયું ?

ઉ. કેટલાક સાંમતો અને મંડળિક રાજાઓએ બંડ કીધાં એમાના એક જયતસિંહ સોલંકીએ અણહીલપૂર હસ્તગત (તાબે) કરી ઈ. સ. ૧૨૨૪ માં પોતાની દુવાઇ ફેરવી.

પ્ર. ૧૭૮. જયતસિંહ સોલંકીએ અણહીલપૂર લીધા પછી ભીમે શું કર્યું ?

ઉ. ત્રણ ચાર વર્ષમાં તેની પાસેથી રાજ્ય પાછું લીધું.

પ્ર. ૧૭૯. ધોળકાના વાઘેલા રાણાએ ભીમના વખતમાં શું શું કર્યું ?

ઉ. બળવો કરી કેટલાક પ્રાંત કબજે કીધા.

પ્ર. ૧૮૦. ભીમદેવની પાછળ ગાદીએ કોણ બેઠું અને તેનું શું કર્યું ?

ઉ. ત્રિભુવનપાળ ગાદીએ બેઠો પણ ધોળકાના રાણા વિશાળદેવે તેને ઉઠાડી મૂકયો.

પ્ર. ૧૮૧. અણહીલવાડના સોલંકી રાજા નબળા પડયા ત્યારે કયા રાજા જોરપર આવ્યા ?

ઊ. વાઘેલા રાજા જોરપર આવવા લાગ્યા.

પ્ર. ૧૮૨. કયા વાઘેલા સરદારે ભોળા ભીમને મદદ કરી હતી ?

ઊ. અર્ણોરાજ નામે શૂરા વાઘેલા સરદારે.

પ્ર. ૧૮૩. ભોળા ભીમે કોને પ્રધાન ઠરાવ્યો ?

ઊ. અર્ણોરાજના છોકરા લવણપ્રસાદને.

પ્ર. ૧૮૪. પાછળથી લવણપ્રસાદને ભોળા ભીમ સાથે કેવી રીતે બનાવ રહ્યો ?

ઊ. અણબનાવ થયો લવણપ્રસાદે પોતાના સ્વામીની સામે બંડ ઉઠાવ્યું.

પ્ર. ૧૮૫. લવણપ્રસાદે બંડ ઉઠાવીને શું કર્યું ?

ઊ. રાજ્યના દક્ષિણ અને નૈઋત્ય ભાગનો એટલે સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મુલક તથા ધોળકાને ધંધુકા પરગણાનો કબજો કરી રાણા લવણપ્રસાદે પોતાની રાજધાની ધોળકામાં કરી.

પ્ર. ૧૮૬. લવણપ્રસાદના કુંવરનું નામ શું કર્યું ?

ઊ. વીરધવળ તેણે ખંભાત, ગોધરા વગેરે જીતી રાજ્યમાં વધારે કર્યો.

પ્ર. ૧૮૭. વીરધવળના પ્રધાન કોણ હતા ?

ઊ. વસ્તુપાળ અને તેજપાળ નામે શ્રાવકવાણીઆ હતા.

પ્ર. ૧૮૮. વસ્તુપાળ અને તેજપાળ કેવા હતા ?

ઊ. તેઓ લડવૈયા અને રાજકાજમાં ચતુર હતા.

પ્ર. ૧૮૯. રાણા વીરધવળનું મૃત્યુ ક્યારે થયું ?

ઊ. ઈ. સ. ૧૨૩૯–૪૦માં થયું.

પ્ર. ૧૯૦. વીરધવળને કેટલા કુંવર હતા?
ઉ. એ (૧) વીરમદેવ (૨) વીશળદેવ.

પ્ર. ૧૯૧. વીરમદેવ જોડે વીરધવળને કેવો બનાવ હતો?
ઉ. વીરમદેવને વીરધવળ અને કારભારી જોડે બનતું નહતું તેથી એને વીરમગામમાં રાખ્યો હતો.

પ્ર. ૧૯૨. વીરધવળ પછી ગાદીએ કોણ બેઠું?
ઉ. વીશળદેવ.

પ્ર. ૧૯૩. વીરમદેવને કોણે મારી નાંખ્યો અને શાથી?
ઉ. વીરમદેવે રાણાના મરણ પછી ગાદીનો દાવો કર્યો પણ વસ્તુપાળે વીશળદેવને ગાદીએ બેસાડી વીરમદેવને હરાવી મારી નાંખ્યો.

પ્ર. ૧૯૪. વિશળદેવે ગાદીએ બેઠા પછી શું કર્યું?
ઉ. ભાઇ તરફનું ભય ગયા પછી વીશળદેવે વાણીઆ મંત્રી કને વજીરાત લઇ નાગડ નામે બ્રાહ્મણને સોંપી.

પ્ર. ૧૯૫. ઇ. સ. ૧૨૪૪માં વિશળદેવે શું કર્યું?
ઉ. અણહીલવાડ ઉપર સ્વારી કરી ત્યાંના નબળા મહારાજા ત્રીભુવનપાળને કાઢી મૂકીને આખા ગુજરાતનો ધણી થયો ને મહારાજા સિધ્ધિરાજની પદવી ધારણ કરી.

પ્ર. ૧૯૬. વીશળદેવે બીજા કોને હરાવ્યા?
ઉ. પોતાના રાજ્ય ઉપર હુમલા કરનાર શત્રુઓને તેણે હરાવ્યા.

પ્ર. ૧૯૭. વીશળદેવ કયા રાજાની કુંવરીને કેવી રીતે પરણ્યો?
ઉ. કર્ણાટકના મહારાજાએ પોતાની કન્યાને માટે સ્વયંવર કર્યો તેમાં તે કુંવરીએ મહારાજા વીશળદેવને વરમાળા પહેરાવી.

પ્ર. ૧૯૮. વાઘેલા રાજાની સત્તા આખા ગૂજરાતપર બેઠા પછી તે કેવી રીતે ચાલવા લાગ્યા.

ઊ. વાઘેલા રાજા તથા વાણિયાને બ્રાહ્મણ કારભારીઓ મુસલમાન રાજાના હુમલાની સામા થવાની અગમચેતી ન રાખતાં ભયના વખતને માટે સજ થવાને બદલે આળસ ને મોજમઝા ભોગવવા લાગ્યા.

પ્ર. ૧૯૯. વાઘેલા રાજાઓએ પોતાનું રાજ કેવી રીતે ખોયું. ?

ઊ. આળસ મોજમઝાને મૂર્ખ ગુરૂઓથી દોરાઇ દેહેરાં બાંધવામાં પોતાનો જીવ ઘાલ્યો બળવાન શત્રુ થડમાં છે એ વાતનું ભાન રાખ્યું નહિ તેથી વનરાજે સ્થાપેલું અને સિદ્ધરાજ ને કુમારપાળ જેવા પ્રતાપી રાજાઓએ મોટે દરજ્જે ચઢાવેલું રાજ ખોયું.

પ્ર. ૨૦૦. વાઘેલા રાજાએ પોતાનું રાજ ખોયાથી દેશનું શું થયું.

ઊ. દેશની ખરાબી થઇ લોક પરાક્રમ હીન થઇ ગયા.

પ્ર. ૨૦૧. ઇ. સ. ૧૩૦૪ માં શું થયું ?

ઊ. દિલ્લીના સુલતાન અલાઉદ્દીને પોતાના ભાઈ અલફગાન તથા વડા વઝીર નસરતખાનને મોટી ફોજ સાથે ગુજરાત જીતવા મોકલ્યા.

પ્ર. ૨૦૨. અલાઉદ્દીને સ્વારી મોકલી ત્યારે ગુજરાતની ગાદીએ કોણ રાજા કરતું હતું ?

ઊ. કરણ વાઘેલો.

પ્ર. ૨૦૩. અલાઉદ્દીને ગુજરાતપર સ્વારી મોકલી ત્યારે કરણે શું કર્યું ?

ઊ. કરણ નાસી દક્ષિણ દેશમાં બાગલાણમાં ભરાયો વનરાજની

નગરી પરદેશીને પરધર્મીને હાથ ગઇ ને મુસલમાન અમલ બેઠો.

પ્ર. ૨૦૪. અલ્લાઉદ્દીનના મુસલમાન લશ્કરે શું કર્યું ?

ઉ. ખેતર, ગામ, શહેર લૂટયાં, બાળ્યાં ને દેશની માઠી હાલત કરી રૂદ્રમાળા વગેરે ઘણાં દેહેરાં તોડી પાડયાં.

પ્ર. ૨૦૫. કરણ નાસી ગયા પછી તેની રાણીનું શું થયુ ?

ઉ. કરણની રાણીઓને પકડી દિલ્લી મોકલી તેમાં કમળાદેવી નામે હતી તે સુલતાનની માનીતી બેગમ થઇ.

પ્ર. ૨૦૬. કમળાદેવીએ અલ્લાઉદ્દીન પાદશાહને શું શીખવ્યું ?

ઉ. દેવળદેવી બાપની જોડે બાગલાણમાં હતી તેને પોતાની પાસે લાવવાને શીખવ્યું.

પ્ર. ૨૦૭. દેવળદેવીને લાવવાને અલ્લાઉદ્દીને શું કર્યું ને તેમાં શું થયુ?

ઉ. ફોજને મોકલી તેણે ત્યાં જઇ દેવળદેવીને માગી ગુર્જર રાજાએ કુળની લાજ રાખવાને શૂરથી સામે લડયો તો પણ તેના વેરી કુંવરીને બળાત્કારે લઇ ગયા બિચારો કારણ દુઃખનો માર્યો રવડી રખડીને મુઓ.





સોલ એજન્ટ

લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત.

